જીવને નાંખી જાય, ગર્ભ તણું દુઃખ આપે;
કોણુ કરે સંભાળ, તપે ત્રિવિધ તાપે. ૩૦
અગણિત જન્મ અપાર, ફરતાં પાર ન આવે;
જો હોય પુંન્યનુ જોર, તોજ મળે ગુરૂ ભાવી;
નાસે સઘળા ચોર, જીવને દે જોડાવી; ૩૧
દેહ નગરમાં વાસ, હોય ગુરૂનો જ્યારે;
ટાળી મોહનુ વાસ, આપ અમલ બેસારે;
દશ દરવાજા માંય, ગુરૂની ચોકી બેસે;
આણ્ય ફેરવે તાંય, પુરમાં ચોર ન પેસે. ૩૧
સત નામ સમસેરે જીવના કરમાં આપે;
દોસરૂપ દલજેર કરી, અવીદ્યા કાપે;
સત્ય શિલ સંતોષ, પ્રબલ વિવેક પધારે;
નિતિ ભક્તિ ગ્નાંન, વાંસી સેહેર સુધારે. ૩૨
હોય ગુરૂનુ રાજ, દેહ નગરમાં જ્યારે;
સરિયાં સઘલાં કાજ, જીવ ના જાણ્યુ ત્યારે;
સત્ય સાર મય તેજ, વહતાં જો હોય વાણિ;
ગુરૂ મલ્યાની એજ, ઉંચમાં છે એ પાણિ. ૩૩
બોલે ઉતમ બોલ, અનુભવ જેમાં ભરીયા;
તેનો કરતાં તોલ, ગ્નાન તણો એ દરીયો;
બોલે વચન વિરૂધ સત્ય ધર્મને ખંડે.
તે નહિ ગ્નાની શુંધ, પેટભરે પાખંડ. ૩૪
ગુરૂમુખી માજન માત્ર, હોય સહુના હિતકારી;
પરમ પુન્યનું પાત્ર, જેણે બુદ્ધિ સુધારી;

સુધરા નરના દાંન, ઉપર દીસે નમતા;
ઘટમા ન ટકે ગ્યાંન, સીલ સત્ય નહિ સમતા. ૩૫
એક ગુરૂના શીશ, સુથારાનું ઘરા કાહારે;
સુંદરા સાંપે શીશ, વરતે ભક્તિ ભારે;
ખલતાન તજે ભેદવ બ્રહ્મ દેહને માને;
હરી શું બાંધે હોડ, તારા એ જની શાંને. ૩૬
ગીરિજ્યા સમજી એમ, અપ અંહઃ તજીયે;
પુરણ આણી પ્રેમ ભાવે ગુરૂને ભજીયે,
હાવે ધ્યાંન અનુપ, કહુછુ દિલ આણિ;
તું દેખિ મમરૂપ, જુગતે લજે જાણી. ૩૭
મન વાંણીથી પારા, સુગમ ચરણુ છે જેના;
શીવ શક્તિ મય સાર, રંગ અરંગી તેના;
અહ્માં બુજની માંય, માહા મંગલ મય મુરતી;
ગુરૂને ધારો ત્યાંય, સાંત્રિ ગગનમાં સુરતી. ૩૮
ચિંતા મણિનું દિવ્ય, સિંહાસન છે સારૂ;
તેમાં ગુરૂ સદઇશ્વ, મન ધારે છે માહારૂ;
ચંદ્ર શીલા સમ દેહ, બે લોચન સુખકારી;
અદભુત મુરત્તિ એહ, મહિમા જેનો ભારી. ૩૯
ઉર ભુજ નયન વિશાલ, અયભ માહા વર આપે,
નીજ જનના પ્રતી પાલ, કોટી જનમ દુખ કાપે;
કરૂણા સાગર નામ, મુખ પ્રસન છે જેહનુ;
પુરણ કરે મન કામ ધ્યાન ધરોજો તેનું. ૪૦
કંઠે, મણિ ના હાર સ્વેત સુનનનિ માલા.
શોભાનો નહિ પાર, બોલે શબ્દ રશાલ;

કેવલ જ્ઞાન સ્વરૂપ, ભદ્રા મુદ્રા ધારી;
મહા મનોહર રૂપ, ત્રિભોવનનું તમ હારી. ૪૧
સકલ સિદ્ધિયો સાથ, કરે ગુરૂની સેવા
અખિલ ભોજનના નાથ, આનંદકારી એવા;
એમ નિત્ય અભ્યાસ, કરીયે દેહી જોરે;
તેના ઘટમાં વાસ, કરે ગુરૂ ...રે ૪૨
ધ્યાતા ધ્યેય સમાન, થાશે એ અભ્યાસે;
ભુત ભવીસ વર્તમાન, જ્ઞાંન થકી લેકે વાશો
કોટી જનમનાં કર્મ, બહુ સહુ પાતક બલશે;
આચરતાં એ ધર્મ જીવ બ્રહ્મમાં ભલશે. ૪૩
સકલ ધ્યાંનનું મુલ ધ્યાંન ગુરૂનું જાણો;
સકલ સીધી અનુકુલ, મોક્ષ તણું સુખ માણો
મુકી સાધન માત્ર, ગુરૂ આરાધન કરશે;
પરમ મોક્ષનુ પાત્ર થઇ, ભવસાગર તરસે.
જેની કરૂણા લેશ હરી હરને જાજે છે;
ઉત્તમ એ ઉપદેશ, પુરણ પુંન્યે પ્રીછે;
ત્યાગી જોગી ગ્રસ્થ, નરકે અથવા નારી;
દેહ ધારી સમસ્ત, ગુરૂ સેવા અધીકારી. ૪૩
શીવ કરીને સ્નેહ, ગુરૂનો મહિમા ગાયો;
અજર અમીરસ એહ, પારવતીને પાયે;
ગુણ ગીતાનું સાર, ગાયુ ગરબા રૂપે;
જોશે કરી વિચાર, તે ન પડે ભવ કુપે. ૪૪
મહિમા અગમ અપાર, કોયસ કે નહિ જાણી;
જાંહાં નવ જાય વિચાર ત્યાંહાં કયમ પોચે વાણિ

અમર કેરૂ તોય, આગસ્યમાં રહે જેવું;
મન કલ્પે જે કોય, વાત બોલે તેવું. ૪૫
નેતિ નેતિ ઉચ્ચાર, નિગમ કરિને રહે છે;
તે ગુરૂ થઇ નિરધાર, આપ આપનું કહે છે;
ગુરૂ બ્રહ્મમાં ભેદ, લેશ ન હિસે લક્ષે;
એમ વદે છે વેદ જોજ્યો અનુભવ ચક્ષે. ૪૬
અંશ બ્રહ્મના આપ, પડિયા માયા વમળે;
વિતે કોટીક કલ્પ, તોયે મુક્ત ન મળે;
કરૂણા સીંધુ આપ, દેહ ધરીને આપે;
ટાળે જીવના તાપ, મોટા ભવથી મુકાવે. ૪૭
પ્રિતે ઉઠી પ્રભાત, ગુરૂનો મહિમા ગાશે;
છોટમ તે સાક્ષાત, નરહરી રૂપે થાશે;
મનવાંછીત ફળ માત્ર, સૈહેજે આવિ મળશે,
થાશે પુન્યનું પાત્ર સુકૃત સઘળાં ફળશે. ૪૮
ઓગણીસે પચવિશ, છે સંવત સુખકારી;
પ્રભુને નામી શીશ, ગુરૂપદ ઉરમાં ધારી;
ચઇત્ર પાછળી પક્ષ, દશમી મંગળ વારે;
પુસ્તક કરેયો છે, લક્ષ ગુરૂ ગીતા અનુસારે.

સમાપ્ત.